પ્રકાશક :
નવસર્જન પ્રકાશન વતી ભોગીલાલ ગાંધી
અમદાવાદી પોળ, વડોદરા.



મુદ્રક :
ભગવાનદાસ રામદાસ પટેલ
સાકુળ પ્રિન્ટરી, ભોગીદાસ વિઠ્ઠલની પોળ, વડોદરા.



આવૃત્તિ ૧ લી : ૧૯૫૧

[ કિંમત આઠ આના ]

# ગાંધીજીનાં ઉખાણાં





બાળકોના માનીતા લેખક રમણલાલ સોનીનાં
રમતી ગમતી શૈલીમાં નવાં ઉખાણાં

•

ગુજરાતના સિદ્ધહસ્ત ચિત્રકાર શ્રી. રવિશંકર
પંડિતની પીંછીએ ગાંધીજીની સુંદર પ્રતિમાઓ

# ગાંધીજીને ખાદી પહેરાવો !

રાતાં બગલાં રંગે ચઢ્યાં,
પાણી દેખી પાછાં વળ્યાં
એક બગલાની તૂટી પાંખ,
રાણીજીની દુખી આંખ !
આંખ રે આંખ, તું મુંબઇ જા,
ભીમસેનભાઇ, તું લાડુ ખા !
ભીમસેન બેસે ગાદી,
ગાંધીજી પહેરે ખાદી !

## ગાંધીજીને સૂતર કંતાવો !

રાતાં બગલાં રણે ચડયાં,
પાણી દેખી પાછાં વળ્યાં !
એક બગલાનું ભાંગ્યું નાક,
ખાવ રે છોકરાં મેથીપાક !
મેથીપાકમાં મજા બડી,
આંગણે આંગણે પડાપડી !
આંગણામાં એક કબૂતર,
ગાંધીજી કાંતે સૂતર !

# ગાંધીજીને કછોટો વળાવો !

રાતાં બગલાં રંગે ચડયાં,
પાણી દેખી પાછાં વળ્યાં !
એક બગલાનો તૂટે પગ,
દિલ્હીમાંથી છૂટે ઠગ !
ઠગના પગમાં જોડા,
મુંબઈમાં દોડે ઘોડા !
ઘોડાને માથે ગોરો,
ગાંધીજી વાળે કછોટો !

## ગાંધીજીને મીઠા ચોર કહો !

અલક વીજળી,
મલક વીજળી !
તાંબા-પાતર
ઝલક વીજળી !

રાજા બેઠા ખાટ,
સામે ઊભો ભાટ !
ભાટ માગે મોર,
ગાંધીજી મીઠાચોર !

## ગાંધીજીની જેલ ભાંગી આપો !

રાતાં બગલાં રણે ચડયાં
પાણી દેખી પાછાં વળ્યાં !
એક બગલાની ભાંગી ડોક,
બીજાં બગલાં મૂકે પોક !
પોકે પોકે વીતી રાત,
બાવાજીએ માંડી વાત !
વાતે વાતે વડાં ચડે,
રસ ગળે ને કકડા પડે !
એ કકડાનો બાંધ્યો મહેલ,
ભાંગી ગાંધીજીની જેલ !

## ગાંધીજીને હસાવો !

અલક વીજળી,
મલક વીજળી !
નદીનવાણે
ઝલક વીજળી !
નર્મદાજીનો ઘાટ
બામણ બેઠો પાટ !
પાટ ગયો ખસી,
ગાંધીજી પડ્યા હસી !

## ગાંધીજીને ઉપવાસ કરાવો !

કેરીમાં ઊગે ગોટલો,
માસીને મોટો ઓટલો !
ઓટલા પર બેસે બાવો,
મફતનો લાડુ ખાવો !
લાડુની પડી તૂટ
દુકાળમાં ઘીની છૂટ !
ઘીના ભરાવો ઘડા,
ને કરો તડંતડા !
હં, પછી પડંપડા !
હં, પછી ભડંભડા,
હં, પછી ગડંગડા !
હં, પછી ધડંધડા !
ધડંધડા ચોપાસ,
ગાંધીજી કરે ઉપવાસ !

# ગાંધીજીને પૂલ પર ચડાવો !

અલક વીજળી,
મલક વીજળી !
દેવદરબારે
ઝલક વીજળી !
આકાશે ચડે ચાંદ,
કાકાની કૂદે ફાંદ !
ફાંદની ઉપર ફૂલ,
ગાંધીજી ચડે પૂલ !

## ગાંધીજીની ધજા ચડાવો !

કાગડા ઊડ્યા કાશીના
ને દીકરા લડ્યા માશીના !
માશીએ કૂટ્યું માથું,
ખૂટ્યું બાવાજીનું ભાથું !
ભાથામાં લાડુ કઢી,
ગાંધીજીની ધજા ચડી !

## ગાંધીની ટોપી પહેરાવો !

એક રૂપાળું ગાડું,
ગાડામાં ઘણા લાડુ !

લાડુ લાડુ ખા જા,
ખાનારો રાણો રાજા !

રાજાનો બેટો બકુલ,
બકુલને ગમે ગોકુલ !

ગોકુલમાં રમે ગોપી,
પહેરો ગાંધીની ટોપી !

## ગાંધીજીને વહાલા રામ !

રાતાં બગલાં રણે ચઢ્યાં,
પાણી દેખી પાછાં વળ્યાં !
એક બગલાની દુખી આંખ,
એરોપ્લેનની લાંબી પાંખ !
પાંખો પર લખેલું નામ,
ગાંધીજીને વહાલા રામ !

